११०८

नकल ५००

# મહુતગરનું ભોપાળું

કવિતા રૂપમાં

પરજીઓ, ગરબી, લાવણી, ભજન,
છપા અને ચાબખા.

બનાવી પ્રસિદ્ધ કરનાર.

વ્યાસ ઇચ્છાશંકર અમથારામ.

**અમદાવાદ:**
ખાડીઆમાં અમરતલાલના માહાદેવમાં
મેહેતાજી પીતાંબરદાસ ત્રિભોવનદાસે પો
તાના હિતેચ્છુ પ્રેસમાં છાપ્યું.

સને ૧૮૭૮.

કિંમત ૧ આનો.

# ભભુતગરનું ભોપાળું.

---

**રાગ પરજીઓ.**

**॥ શેઠ સગાળસા સાધુને શેવે એ રાગ. ॥**

ભભુતગરે જુઠુ કીધુંરે; ભાવણનું નામ ન લીધું રે. ટેક.
પ્રથમ ગણપતીને આરાધુ, સારદાને નામુ સીસ;
જગતકરતા ઇશ્વરને આરાધું; રખે આણતા રીસ. ભભુત. ૧
ગુજરાત મધે ગામજ મોટું, સારૂં અમદાવાદ સેહેર;
લાખીણા લોકો વસતા જેમાં કરેછે લીલાલેહેર. ભભુત૦ ૨
કારમુ કૌતગ થયું છે તેહેમાં, જાણી લેજો જાત;
અથ ઇતીની કહું ઉતપતી, વીસતારી સૌ વાત. ભભુત. ૩
સીરોમણી સાઠોદરા નાગર, હડકેશ્વર ઇસ્ટ દેવ;
વેદ સાસ્ત્ર ગાયત્રી જાણે, ત્રીકાલે અહમેવ. ભભુત૦ ૪
છત્રપતી જેવા છોટુમજાલભાઈ, શોભા ભલી ઘર સુત્ર;
સ્વર્ગ વાસી થઈ સધામ પધારયા, ત્રણસ્ત્રીને ત્રણ પુત્ર. ભ. ૫
હીરાલાલ મણીભાઇ બે બંધવ, રામ લક્ષમણની જોડ;
જાત્રા ગયાતાં જાણમાં નાખ્યું, ખરી પડી ગઇ ખોડ. ભ. ૬
દોઢે વરશે દીપી વાતો, કોઈ નદીએ નાવા ગઈ;
ડોસીએ ડોસી બે વાતો કરતાં, બાળા જોગીને જોઇ. ભ. ૭

હીરાલાલ હોય એ અહીં ક્યાંથી, માંહોમાંહી વાતો થાય;
તે વેળા ત્રીજી બાઈ ભળી તેમાં, ખરેખરો દેખાય. ભજુ. ૮
ચોથી આવી કે અંતા ટળીગયું, રૂપ દેખી આવ્યું વાહાલ;
ચારે જણે ચોટલા ત્યાં ગુંથા, ખરેખરો હીરાલાલ. ભજુ. ૯
જોગી પાસે રેહે જુઠું બોલી, વગડે ફરવાનો વાસ;
કંચન સરખી કાયા બાળી, ગાંજાનો અભ્યાસ. ભજુ. ૧૦
વાયુ વેગે વાતો ચાલી, પુછા પુછની પેર;
નાનાં મોટાં સગાં સરવકોને, વાતો થઈ ઘેર ઘેર. ભજુ. ૧૧
ટોળે ટોળાં ચાલ્યાં નદીએ, મેળો મોટો ભરાય;
માહાદેવને બારે થઈ ભીડ ભારી, નરનારી જોવા જાય. ભ. ૧૨
એક કલાકમાં અગીઆર ચલમો, ચડાવ્યા ઉપર ચીત;
કોણ પુરૂં અહીં એનું કરે છે, ક્યાંથી લાવે છે વીત. ભ. ૧૩
કોકે ફીમીઓ એની પાસે, કોઈને દયા દિલ થાય;
દીવસે દીવસે થાય વધારો, ગુણ ગણાતાં ગણાય. ભજુ. ૧૪
મામા ફરી સોકોની સાથે, પુછા લેવાની પેર;
સાંકડીશેરીમાં પોળ હજીરાની, દુરગાશંકરને ઘેર. ભજુ. ૧૫
દુરગાશંકરના દીલમાં એવું, આ જસ મોટો લેઉં;
આસીસ્ટંટ માસ્તર હું એનો, કોઈને દર્શણ નહીં દેઉ. ભ. ૧૬
માથાકુટ થઈ બે દીવસ, ત્યાં નવ પામ્યા પાર;
ટોળે ટોળાં શેહેર સઘળામાં, ફરતાં હારો હાર. ભજુ૦ ૧૭
પછી લાખાપટેલની પોળે આ, આવ્યો એમ થાય;
મામા માસી નડીઆદથી આવ્યાં, તેને નવ ઓળખાય. ભ. ૧૮

કોઈ કહે એની જક્ષ ઉતારો, તો તો સાચું થાય;
નવરાવો ધોવરાવો ધમકાવી, તો બાળકથી બોલાય. ભ. ૧૯
અસાડ સુદ બીજે બાધા ઉતારી, જટા કહડાવી જરૂર;
આખી રાત માંથાકુટ કરી, જવાબ ન દીધો ઉર. ભજુ. ૨૦
બલુભાઈને ઘેર લાખીણાં માણસ, ઘણાં આવે ને જાય;
સારી રીતે સમજાવે સૌ કો, તો સમ ગુરનાઉં ખાય. ભ. ૨૧
નવા મામા નડીઆદીની સાથે, નદીએ ગયાનો નેમ;
બાવાને લેઈ બહાદુર થઈ આવ્યો, પ્રસીદ્ધ રાખી પ્રેમ. ભજુ. ૨૨
ગુણવાને ઘણી ગોષ્ઠી કીધી, પ્રેમ દેખાડો પ્રસીદ્ધ;
દોલત ઉપર દીલ દેખાડું, તાહારે હાથે આવશે રીદ્ધ. ભ. ૨૩
દો ચાર અમકું દાખલા, જબ મેં હીરા હોઉં;
તબ તેરે મેરે દોસ્તી હોય દીલથી, મેરે મન સે માહ્યું. ભ. ૨૪
અષ્ટવસુમાંના થએલા મામા, પોતે ઘણા હોંસીઆર;
ગાયકવાડીનો ગુણ દેખાડો, મારા તમાચા બે ચાર. ભજુ. ૨૫
સારા સજનને વાત કહી સઘળી પુરી કરીને પેર;
ભજુતગીર ભાગી ગયા સાહાપુર, કુમજામાતાને ઘેર. ભજુ. ૨૬
તો પણ લોકો કેડ ન મુકે, હેત આવે છે ઉર;
રાજેશ્રી ગુલાબરાયને ઘેર, ભીક્ષા કરાવી જરૂર. ભજુત૦ ૨૭
તેમ તેમ મહીમા મોટો ચાલ્યો, જાણે વલવ કુળ માહારાજ;
સાહાપુરમાં સૌ ફેરાખાતા, મુંકી ઘરનાં કાજ. ભજુ. ૨૮
વકીલના મનમાં એમ વધતો, કેમ સરસે આ કામ;
ચતુરસીરોમણ રેહે ચંગપોળે, ભોગીલાલભાઈ નામ. ભ. ૨૯

કોકે નીસાંની સાચી પુરી, બાઇચો બોલે ટપો ટપ;
દશ દાખલે એક સાચો શાનો, ઘણી ચાલી ગપે ગપ. ભ. ૩૦
વીધ વીધની વાતો લોક કરતા, રીસ રૂદેમાં ભરાઈ;
ઘણી ઘણી નાતો અમે નીરખી, શું સાઠોદરાછે કસાઈ. ભ. ૩૧
બાળક બીચારો બધું શું જાણે, એ ચાર દાખલા દેઇ;
જે મત કરીને ઘાલો ઘરમાં, બીજુ ન પુછસો ન કંઈ. ભ. ૩૨
લાખીણા લોકોની બોલી લખુ તો, ગ્રંથ વધી મોટો જાય;
સારો સાર સંભળાવું સૌને, થનારૂ હોય તેમ થાય. ભજુ. ૩૩
હિતેરક્ષના હધીપતી આવ્યા, તેડાવવા તઇયાર;
ચુનીલાલ ને ભાઈ લક્ષમીશંકર, રેવાશંકર સુધાં ચાર. ભ ૩૪
શઘરામ લેઈ સપાટે આવ્યા, ઊરમાં અતી ઊલટ;
વાતો ચીતાની ચેષ્ટા જોઇ, ઝાંહા રૈહેછે ચકુભટ. ભજુ ૩૫
તેને ઘેર ભોગીલાલ બેઠા, મોહોટા રહોછે ભરમ;
ભજુતગરે જેમ બુરકી નાંખીહોય, હેમાંછે મોટી સરમ. ભ. ૩૬
પીતાંબરદાસે ઘેર બાવીને, પુછ્યુ આણીને પ્રીત;
સાચે દીલે તપાસો જોતા, રૂડી થઇ નહી રીત. ભજુત૦ ૩૭
ઘર આગળ ઘણી ગીરદી ભરાઈ, નાહાંનાં મોટાં નરનાર;
છોકરાંછેઆં હે બોલાવે, માંણસ ઠારોઠાર. ભજુત૦ ૩૮
ઘણુ વલોણુ ઘરમાં કીધું, ભરાયા ઝાઝા જણ;
પાંણી વલોવ્યુ પુરણ પ્રીતે, નવઆવ્યુ માંખણ. ભજુત ૩૯
મસકરી લાખેણાં લોકો કરતા, છોકરાની નહી છત્ય;
બાવાજી બાલક આણીઆપે, હિતક્ષુ તો સોધેછે સત્ય. ભ. ૪૦

ઘણી બાંધણીમાં બાવાને લેતા, જુગતી કરી ઝાજુ જોર;
બંધણીમાં બાવો નવ આવે, ખરો જે હરામખોર. ભજુ ૪૧
ગુણવાંન ગજાનંદે જાણ્યુ, તેડાવ્યો પોતાને તહીં;
ગુજરાતીમાં ગજાનંદે પુછ્યું,!તાંતો બોલાઊં નહી. ભજુ૦ ૪૨
ધીરતાથી થઈ બુક વંચાવી, અંગરેજી સહીનો સાર;
છોટાલાલની છત પુછીજોઈ, પાંમીગયા તાં પાર. ભજુ૦ ૪૩
લલુભાઈ લાખીણા બોલાવ્યા, ઘણા વીતા નથી માસ;
નજર આમાં કાંઈ માહારી ન ખુપે,કરવો જોઈએ તપાસ. ભ. ૪૪
બીજે રવીવારે બાહાદુર નાવ્યા, જાંણીગયાછે એલ;
ઘોબીની પોળમાં તે ન પધારા, મળો નહી કાંઈ મેલ. ભ૦ ૪૫
સભા ભરવાનું આદરૂ સરવે, રૂદે ન રાખી રીસ;
ચારે પેલાએ ચીતમાં વીચારૂ, છપાવો હવે નોટીસ. ભજુ ૪૬
ભજુતગીરના સહીના કાગળછે, અક્ષરમાં નથી માલ;
સહુ શાંહાદરાની સભા ભરવા, મોહોટો બોળો હાલ ભ૦ ૪૭
ખબડદાર રાજ્યવંસી ક્ષત્રી, રૂડીરીતે રસાળ;
ઘોબીનીપોલમાં વાસ વેણીભાઈને,ત્યાં તેડાવો હીરાલાલ ભ. ૪૮
પીતાંબરદાશે નોટીસો મોકલી, પળથી પુરી પેર;
આખા અમદાવાદમાં વાતોચાલી, થઈ ગઈ ઘેરેઘેર. ભજુ ૪૯
અસાડવદ સતામ રવીવારે, એકવીમી તારીખ જાંણુ;
બાર વાગતે બાવા પધારશે, જુગતી કરી એમ જાંણુ. ભ૦ ૫૦
ટીપકરી ચંદરવા બાંધા, બીછાનાના કીધા બનાવ;
દશવાગેથી દરબાર ભરાતો, નરનારીને ભાવ. ભજુત ૫૧

માતપીતા છોકરાંની છતલેઈ, નવજાત્ય તેને રીસ;
ત્રણ ચોકીઓ રહીછે તાજી, પ્રરબાર પોળે પોલીસ. ભજુ. ૫૨
કઈક ધકા મુકીઓ ખાઈને, જરૂર પેસીજાય;
કોઈ હેઠળ કોઈ ઊપર બેસે, બાકુથકી બકાય. ભપુત ૫૩
પુરૂશ હાથ રૂમાલ પછેડી, હાથ હલાવતા જાય;
સોભા સભાની તે વેળા બહુ, બગલાં ઉડંતાં દેખાય ભ૦ ૫૪
બાવાજી બાહાદુર થઈને આવ્યા, ભાગી સૌની ભરાંત;
ભલીરીત ભીક્ષા ચુનીલાલની, જમ્યા મેડે એકાંત. ભજુ ૫૫
સ્ત્રીઓના દીલ ખુસી પ્રફુલીત, હીરાલાલપર મન;
ગ્રસ્થની ગોરીઓ વાઊઢાળ, જાણે સોપીએ તનમન ધન ભ. ૫૬
કેવા મુરખ હશે તેના સ્વામી, પુછી નથી લેતા પાર;
તેમાં મેવાડી અમલદાર જેવી, સૌની તે સરદાર ભજુ. ૫૭
ખચખચી ભીડ ભારે ભરાઈ, થઓ જાંણવા જોગ;
લોક ભરાયું લક્ષધા જાંણે, થાય છપન ભોગ ભજુત૦ ૫૮
તકતકી લોક સૌકો રહુ, જમતાં ઝાઝી શી વાર;
આવી બાસણ ક્યારે કરશે, નીરખીએ નરનાર. ભજુત૦ ૫૯
માંમલદાર સીસ્તેદાર બનોએ, આપી સૌકોને આસ;
બકોર કરતાં બાળક બંધરે, કાંઇ કવીતા કોહોને વ્યાસ. ભ૦ ૬૦
એપણ મારા મનમાં વીચારૂ; ઓઇસ બેઠાનો દામ;
હીરાલાલ હવડાં અહી આવશે, આમાં નહી મારે કામ ભ૦ ૬૧
પરાણે મુને પ્રીતે ઊઠાડો, ઊભોથયો જેણીવાર;
તાળીઓપાડી હરખજ પામ્યા, બેઠા જે ઠારોઠાર. ભજુ ૬૨

વેણીબાઈના વાસજ મધે, છજા મેડીને ચોક;
બાપોરે બાગ ખીલીરહેલો છે, અગાસી મેડીને ગોખ. ભ० ૬૩
કેરીને જેમ બાફમાં ઘાલે હેવા સોના હાલ;
વ્યાસે કવીતા કહી સંભળવી, હવે બોલાવો હીરાલાલ ભ० ૬૪
જમતાં જમતાં કલાક બે થઈ, સીદ કરે ઝાઝીંવાર;
અમલદારો અકળાઈ બોલ્યા, ઊતારો હેઠો ઠાર. ભજુત ૬૫
અમલદારો તેડવા ચાલ્યા ઉપર, ગાંજાનો થઈરહ્યો ગોટ;
ધુમાડો ને ધીકે અંગારા, ચલમોની ચાલે છે ચોટ. ભજુ ૬૬
ત્રણવાગે ત્યાં તેડીલાવ્યા, મડદા જેવું મનાય,
પરાણે બોળખાવે પ્રીત્યે, તરત તે પાછો જાય. ભજુત ૬૭
આશાબિર આણંદે આવ્યા, જોવાને ઝાઝા જન;
હીરાલાલપર પ્રેમ અતીસે, મનુસ માત્રનું મંન. ભજુત० ૬૮
સાચાવીના જવાપ સોદે, સમજીગયા સૌ ભાંન;
ઈન્સાફ અમલદારો હેડે કરતા, આ સીદ કરાવ્યું તોફાન. ભ. ૬૯
બાહાદુર હતો તો કેમ નવ બોલ્યો, ગુણવાંન દેતા ગાળ;
ઠગારાનું થયું વગોણું,સીંહનો થયો શીઆળ. ભજુત ૭૦
રમકડામાં સૌને રમાડાં, બંધનમાં આવ્યો નહી;
ખરેખરો એ પકો મુસદી નોટીસની નાકહી. ભજુત ૭૧
બાવો બુધીવાંન બહુ બળીઓ, સભામાં બેઠો નહી;
ઘરમાં જઈ ગાએકવાડી કીધી, તરત સાચું બોલ્યો નહી ભ०૭૨
ગોડ બ્રાહ્મણ નાતે છું પણ, આશાએ કહું હીરાલાલ;
એક રાંડીરાંડ સોખવવા આવે, જેની નહી રેડી ચાલ. ભ.૭૩

બાઇઓ બધીઆવી ચોકમાં ઉભી, લોક કરે ઊઠા ઉઠ;
ઝંડા રંડાએ વાત ચલાવી, વ્યાસે મારી મુઠ. ભજુત. ૭૪
કોઈ મોહોડેને પુઠળ કેહેતા, લાભ લાખીણો લઉ;
ટોળે ટોળાં વાતો કરતાં, જવાપ ઝાઝાને સૌ દેઉ. ભજુત. ૭૫
સાચી વાતજો કહુ શરવને; તો નવ માંને કોઈ;
જે કેહેશો તે શાંભળવું માહારે, કોઇ કેહે નં ખાધું લોહી. ભ. ૭૬
કોઇ કેહે એનુ કાળજુ હાલે, વાયુ વેગે ચાલી વાત;
કોઈ કહે વાંસ ફુણી આવી, થઇ ગઈ ઘરમાં ઘાત. ભજુ. ૭૭
ખાડીયુ સૌ ખચ ખચી ભરાયુ, મોટો મેળો જણાય;
જેજે રસ્તે હું તો જાઉ, પેલો મુઠ મારનારો જાએ. ભ. ૭૮
રોયાએ રૂપૈઆ લેઇને, કીધું હત્યાનું કામ,
પરમેશ્વરખાવા કેમ દેશે, વધું વ્યાસનું નામ. ભજુત. ૭૯
કોઈ કેહે વારંટ નીકળયું, ખરી વાતનો ભેદ;
કોઈ કેહે પકડયા પોલીશે, નાંખ્યા કાચી જેલ. ભજુત. ૮૦
કોણે ગણીઆ કોણે ભણીઆ, જાણી કોણે સૌ જાત;
અસંખ મળી જ્યાં મેદની મોહોટી, વણીને મુકે વાત. ભ. ૮૧
પંચ કેહે તેમ હાહા કહીએ, એ વાતે નથી લાજ;
ઢોલ નગારાની ધુંસપડે ત્યાં, પીપીનો સૌ અવાજ. ભજુ. ૮૨
પેહેલુ ભાસણ કરવા હું ઉઠો, આવી ગઈ મુને આળ;
શરપાવ સીરોમણી સારો મળીઓ, ઘેરે ઘેરની ગાળ. ભ. ૮૩
ગાળમાં આળ આવે નહી અમને, પ્રભુ રાખસે પત્ય;
અંત્યે આગળ તરીને આવશે, સાચુ હશે જેનુ સત્ય. ભજુ. ૮૪

ભભુતગીર આવ્યો ભાષણ કરવા, હીરાલાલ થવાની આસ;
દુનીઆં દીવાંની કરી ભમાવી, વગોવાયા છે વ્યાસ ભભુ૦ ૮૫
મુરખ જન મુઝાય માને, વેમી હશે જેનુ મન;
ધુતારાનો ઢંગ દેખીને, સોપેછે તન મન ધન. ભભુત૦ ૮૬
કુડ કપટ કઈ કઈ કરનારા, જોગી સંન્યાસી થાય;
તપાસ કરયા વીણ ઘરમાં ઘાલે, ઘરમારી ઘેર જાય. ભ૦ ૮૭
જુઠ ચોટ મેં જાહેર કીધાં, કુડ કપટ ઓળનાર,
પકડી લેઉ છું ભેલાડીને, ક્યાં નરને ક્યાં નાર ભ૦ ૮૮
વેદ પુરાણ શાસ્ત્રમાં જોયું જાદુ ન દીઠું કંઈ,
ખેલ ખરેખરા કરી દેખાડું, તો હજુ માનો નહીં ભ. ૮૯
નોહોય વાતો રેઠીઆ કેરી, અવળા સવળા બોલ,
પાછળથી પસ્તાવો થાય છે, ઉતરાં તેનાં તોલ. ભ. ૯૦
ચુનીલાલના ઘરમાં ભીડ ભારે, માણસ ઠારે ઠાર,
લેઈ લાકડીને ફેરવવા માંડી, તેણે દેવા માંડો માર. ભ૦ ૯૧
જેમ ગાયો હાકે ગોવાલી, તરત તેને શી વાર,
મહારી નાતના જોશી ગવરીશંકર, ચોડી તેને બે ચાર. ભ૦૯૨
સાપુરના લોક સણધારી લાવ્યાતા, તે કરતા ઉઠા ઉઠ;
લીધુ લાવી તે વેળા વાહાડાં, સોનીએ વાળી મુંઠ. ભ૦ ૯૩
કોઈ કહે મુઠ નથી માહારી, પરઠી પુરણ પેર;
કોઈ કહે આકુતી ખવરાવી, કો કેહે જમતાંમાં નાખ્યું ઝેર. ભ૦ ૯૪
જે જેના મનમાં આવે તેમ, બોલે છે વરવાં વાન;
નજરે જોવા વીના વાતો વેણી લે, હાલે જેમ પીપળપાન. ભ૦ ૯૫

ધોબીની પોળમાં ધોવાયું, સુકાણીં શાહાપર માંય;
જે સોનીએ મુડજ વાળિ, તે ગઇ તેનો ત્યાંય. ભજુ૦ ૯૬
જે રંડાયે જાદુની વાત કીધી, તેને માથે નથી કેશ;
માતાજીનો પરતાપ મહારે છે, તે રંડાને મુખે મેશ. ભ૦ ૯૮
બઇરાંનો ભાવ ઘણો બાવાપર, અતીસે થાયછે અજાણ;
એવો ભાવ રાખે સ્વાંમીપર, તો ઇશ્વર કરે કલ્યાંણ. ભજુત. ૯૯
અઠવાડીયું વખતી વીતી ગયું છે, આવ્યો બીજો રવીવાર;
બુધવંતા બેહેચરભાઇ બાહાદુર, તેણે કરયો વિચાર. ભ૦૧૦૦
સારા સજનને બોલાવું, પ્રેમથી પુરણ પેર;
ભજુતગીરનું ભાસણ સાંભળવું, તેડી આપણે ઘેર. ભ. ૧૦૧
ભોળાનાથ સારાભાઇ શીરોમણ, રણછોડભાઇને વાહાલ;
હરીલાલભાઇ હીમતવાનછે, મામલતદાર નરશીલાલ. ભ૦૧૦૨
નામતરાય નારણરાય ફોજદાર, વકીલ નરભેરામ;
લલુભાઇ લાએણા બોલાવ્યા છે, જેનુંછે ઝાઝું કામ. ભ૦૧૦૩
મણીલાલ છોટાલાલ સાથે, હીમતલાલ લલુભાઇ;
નનુભાઇ ભોળાનાથભાઇના, ચંદુલાલની ચતુરાઇ. ભ૦૧૦૪
ભોગીલાલ નાહાનાલાલ જોડે, કાલીદાસ શંકરલાલ,
ભવાનીદાસ સાંકળચંદ સારા, જોડે નાહાના બાળ. ભ૦૧૦૫
પુરશોતમ કપાળી કેહેવાતા, માણેકલાલ આવ્યા ઝટ,
ચમનલાલ હરીલાલ આવ્યા, નવદીઠા ચકુભટ. ભ૦ ૧૦૬
નવલરાય લાલજી લાએણા, તેની જોડે બુલાખીદાસ,
અમરતલાલ માસ્તર ને શાસ્ત્રી, સુરજરામછે પાસ. ભ૦૧૦૭

રાજેશ્રી જેવી સભા ભરાણી, બોલાવ્યા ભભૂતગીર;
હૈડામાં અકળાયો હરામી, કોણ થશે મારી મીર. ભ૦ ૧૦૮
સ્વાલ જવાબ પછે થયા ચાલતા, કો એકઠા કરયા કેમ,
બાહાદુર એ ચાર ભાઈ બોલી ઉઠા, પુછો હોય જેમ તેમજ. ૧૦૯
રાજેશ્રી રણછોડભાઈ બોલ્યા, ઓળખાણ કરોને કાંઈ;
પ્રથમ પેહેલા ઊભા કીધા, જેનું નામ નનુભાઈ. ભભુ૦ ૧૧૦
તેમને હીંમતલાલ ઠરાવ્યા લલ્લુભાઈના તહી
હીંમતલાલને દેખાડયા ત્યરે, કહ્યું કેશવલાલના ભુઈ. ભ. ૧૧૧
લાડુને ઠેકાણે લાવસી કીધી, ઘેબર ઠેકાણે ઘેશ;
સાંભળી સૌકો હૈડામાં હસતા, નીકળવા માંડી મેશ, ભ૧ ૧૧૨
ભડુવા રૂઠાનું બાહાદુરે પુછ્યું, ચલામણીનું ચીત;
દાખલા સરવે દબાઈ જાયછે, જાણીનહી નાત રીત. ભ૦ ૧૧૩
ભરેલું હાલું ફોડુ હેનુ, મામલતદારે તહી;
ગોડબ્રાહ્મણ માહારે મોહોડે કહુછે, પૂછ્યુંતું ઘરમાંહી; ભ. ૧૧૪
નામ જાત તાહારી મે નીરખી, નથી જોઆ ઠામ;
બાળે વેશે કોણજ દેશે, બતાવી દે મુકામ; ભભુત ૧૧૫
હીંદુસ્તાંનમાં મુકાંમ માહારો, વાત આગરાની કહી;
ગુજરાતીમાં કહું લખવાનું, લખાઊ તેથી નહી; ભ૦ ૧૧૬
જુઠીકહી ઊઠી સભાસૌ, પછે થઊ પાછુ જાણુ;
વગોણુ થઊ વ્યાસજી કેરૂ, મોટી નીકળી મોહોકાણ ભ૦ ૧૧૭
વીહીવાનું વરસી થઈ ગયું, જેબાઈ બોલી ગઈ;
તેના મોહોમાં, તે પાછુ પેઠું, સાંમ થઈને રહી. ભભુત ૧૧૮

કલંક ચડ્યું ક્રસ્નને માથે, મણી તણું માહારાજ;
અલપ જીવનું શા લેખામાં, થતાં આવ્યાંછે કાજ. ભજુ૦ ૧૧૯
રાંમચંદ્રને કહું રહીએતે, શીતા રાવણ ને કુડ કાંમ; ;
હેવું કળંક રાંમને બેઠું, ધોબી કેરે ધાંમ. ભજુત. ૧૨૦
મોટા માંણસને સૌ કેહેનાર, બીજો ઉપાડે કોણ;
સીહની પાછળ શ્વાન ભકે જેમ, હેવું દીઠું ઓણ. ભજુ. ૧૨૧
માતા પીતામાં કોરટ ભરાતી, બંન્યો મેતાજી જોડા જોડ;
બગી ગોઠડી થાય બાડીઆમાં, પોચેછે મનના કોડ. ભ. ૧૨૨
કારમી વાતો કાંને સાંભળુ, લાખીણું ચલવે લંબ;
સાચુ જુઠું દીલથી દીઠા વીના, ચલાવે બંબે બંબ. ભજુ૦ ૧૨૩
કાંબળાકેરી કાલાસ કોઈથી, સાબુથી નવ જાય;
સ્વાનની પુછડી થાય ન શીધી, કરીએ કોટી ઊપાય. ભ. ૧૨૪
વાંસ એરંડો થાય ન શેરડી, સાકરનું પાંણી પાય;
આખડીઓ બાધા બહુ કરીએ, વાંઝણી તોએ ન વાય ભ. ૧૨૫
ભજુતગીરની ભુરકી સૌને, આવી રહીતી તન;
પીતાંમરદાસે દછિરામ વ્યાસે, મેહેનત લીધી મન ભ૦ ૧૨૬
બાજો અમલ હોત અમદાવાદમાં, તો જીવ જરૂરી જાત;
ઘર લુટીલે ગાએકવાડી કરી, પંચ દટળી થાત. ભજુત. ૧૨૭
ઈનસાફી અમલ અંગ્રેજ સરકારનો, કુડ કપટનું નહી કાંમ;
બળી ઝળી રેછે સૌ મનમાં, નથી લેવાતું નાંમ. ભજુત. ૧૨૮
અરજ કરી ઈશ્વરને કહુછું, લાખીણી રાખજો લાજ;
ગાય વાઘ પાંણી જોડે પીતાં, અવીચળ રોહો આ રાજ. ભ.૧૨૯

દોરા ચીઠી માદલીઆં બાંધ્યા, છોકરાં લેવાની છાય;
મારણ મોહનને વસી કરણ. દાંમ દેઈ ખુવે પત્ય. ભભુત. ૧૩૦
સ્ત્રી ચરીત્ર કોઈએ નથી ઝીતુ, વીત્યું હશે જેહેને કઈ;
સાસ્ત્ર સઘળામાં સોધી જોજો, નારી ઝીત્યો નર નહી. ભ. ૧૩૧
આવી વાતોની યાદી રાખશો, તોતો રેહેશે ટેક;
આ ચોપડીમાં ચતુરાઈ ઝાઝી, ઘરમાં રાખવી એક ભ૦ ૧૩૨
જુવો દુનીઆંછે દુરાચારી, બાવો આવ્યો નાંહાંનો બાળ;
ડોશી બેસારે ઠીક જુવે નહી, એને હેતથી હીરાલાલ. ભ૦ ૧૩૩
બાવો નીકળે બગડુ માહારૂ, સાચી દેઊછું શાખ;
ભભુતગીર બાપણુમાં શું આપે, જેની પાસે રાખ. ભ૦ ૧૩૪
હીરાલાલ જો એ થઓ હોત, બહુ વીધ થાત બનાવ;
વાસ ઈછારામને રૂડી રીતે, સારો મળત સરપાવ ભ૦ ૧૩૫
ઈશ્વર ઉપર ઊલટ આંણી, જાંણી લેજો મનમહી;
જોગી જતી વેરાગી વસમા, તેમાં દઈવત નહી. ભ૦ ૧૩૬
કપટ કથાનો ગ્રંથ બનાવ્યો, સાંભળતાં પોચે કોડ;
વાસઈછારાંમ કહે હરીજંનને, બોલો જેજે શ્રીરણછોડ ભ૦૧૩૭

———o———

## રાગ ગરબી.

એ જસોદાજી આવડો લાડકવાયોરે લાલન ક્રીજીએ.
એ રાગની.

જુવો જગતમાં ભભુતગરનું ભોપાલું નીકળું ભારી,
જોઈ બાવાને, ઠગાઈ ગયાંછે શેહેર તણા નરનારી.

ઉભટમેર ખાડીયામાં આવ્યોતો, સાબિત સુરજરામને લાવ્યો
તો, એતો બોડકીઓને મન ભાવ્યોતો; જુવો૦ ૧
આવ્યોતો ઘોડા ગાડીએ બેસિ, તારા સાબિત એકસો
ને હેશી, સિદ નાઠો પરદામાં પેસિ; જુવો૦ ૨
સો શભા ભરી નજરે જોઈ, ઓલખાંણ વાળુ નવ કોઈ,
કાંઈક દાવ એલું મનમાં મોઈ; જુવો૦ ૩
જવાપ ઝાઝાંને સો દેવાશે, મારી લોકમાં લાજ લેવાશે, સા
ચે સાચુ કોને કેહેવાશે; જુવો૦ ૪
નાગર સાઠોદરાછે ઝાઝા ટેકદાર ભરાવ્યા સહુ તાજા, રાજ્ય
વંસિ ક્ષત્રિછે રાજા; જુવો૦ ૫
અઢાર વરણ ભરાઈ ભારી, નર કરતાં ઝાઝી નારી;
હીમત હીરાલાલની હારી. જુવો૦ ૬
ઊઠો જમવાને બાઈઓ બોલે, માહારાજ નહી કોઇ તમતોલે,
સારા ઘરની વાયું ઢોલે. જુવો૦ ૭
નાંમ જાંણ્યું પણ નવ દેતો, માહારે મુખે ત નથી કેહેતો;
મુને ભણાવનાર મોહોટો મેહેતો. જુવો૦ ૮
ખમાખમા બઈઓ બહુ કહેતી, કોઈ સાગરીત થઈ પાસે રહે
તી; બહુ બાઈઓની એછે મેહેતી, જુવો૦ ૯
કોઈ ભજુતગીરને જમાડતી, કોઈ રમકડાની પેઠે રમાડતી;
કોઈ વસ્ત્ર હેનાં લેઈ સમારતી. જુવો૦ ૧૦
બે કલાક જમતાં ગયા વહી, ગાંજાની ચલમો કરમાં રહી;
હજુ હીરાલાલ બાહાર આવ્યા નહી. જુવો૦ ૧૧

સૌને અંગ વળે બહુ પરસેવો, નાહાઈને આવ્યા દેખાય તે
મો; પોળ બાહાર મેળો જેવા જેવો. જુવો૦ ૧૨
કેરી બાકમાં ચાલે હેવા દીલ થયાં, જેજે વેણાભાઈને વાસે ગ
માં; લુલડાં બગલા જેવાં ઊડી રહ્યાં. જુવો૦ ૧૩
અડધો કલાક બીજો લીધો, તેની મધે ગાંજો પીધો;
પડો આડો નવ થાયે શીધો, જુવો૦ ૧૪
ચોકમાં જંન ઝાઝા મળી ગયા, કોઈ બેઠા ને કોઈ ઉભા
થયા; કોઈ અકળાઈને બેસી રહ્યા. જુવો૦ ૧૫
કોઈ સકણું સભામાં રહેતું નથી, મોટાજન બોલે મથી મથી;
વ્યાસ કવીતા તમો કોને કથી. જુવો૦ ૧૬
વ્યાસે કવીતા પ્રથમ કહી, સૌ સાંળભતાં એક ચિત રહી;
હજી હરામખોર કેમ આવ્યો નહી. જુવો૦ ૧૭
માંમલતદાર સાહેબતેડીલાવ્યા, હરાંમી હીરાલાલ જે થઈ આ
વ્યા; સભા ભરીછે તેને મન ભાવ્યા. જુવો૦ ૧૮
જેવા આવ્યા તેવા ગયા નાસી, અમલદારે કીધી હાંસી;
તેની શેવામાં રહી છે દાસી. જુવો૦ ૧૯
મોહોટા મામલતદારે ધમકાવ્યો, ગાએકવાડી ફરી ધમકાવ્યો;
ચતુરે ચોરને ચમકાવ્યો. જુવો૦ ૨૦
ધમકાવ્યાનો ઉપાય કીધો, કારમો કેડો એનો લીધો;
ગોળીડ બ્રાહ્મણનું ઊતર દીધો. જુવો૦ ૨૧
માંણસ મોટાં વેરાઈ ગયાં, બહીરાં સૌ હેરલ એકઠાં થ
યાં; મુઠ મારી વ્યાસે મુએ કહ્યાં. જુવો૦ ૨૨

આઇઓ બધીને બોલવાનું અકું, જીભ બાંધી લીધી કેવાનું
જડું; વ્યાસ ઇછારામને માથે પડું. જુવો૦ ૨૩
વ્યાસને માથે એમ ગવાયું, ખરેખરૂં પોતાનું કેહેવાયું;
કેમ બોલાય લોહી બહુ નં ખાધું. જુવો૦ ૨૪
વાયુ વેગેતો વાતો વાધી, ઘણા લોકોને સોકો સાધી;
ઘેરઘેરની ગાળો વ્યાસે ખાધી. જુવો૦ ૨૫
મુઠ મારીછે રમકી વ્યાસે, નથી જીવ્યાની એની આસે;
મારનારનું જશે સત્યાનાસે. જુવો૦ ૨૬
રૂપૈઆ હજાર એણે લીધા, કોણે ગણ્યા કોણે દીધા;
એતો અમૃત જેવા ઘુંટડા પીધા. જુવો૦ ૨૭
હીરો હોયતો ગાળો અમને, બાવો નીકળેતો પાછી તમને;
દેવાય એમ હો માહારા સમને. જુવો૦ ૨૮
મુઠ મરાવવી હોય તો આવજો, કોઈ રેહેવું હોય તેને કાવજો;
થોડાથોડા રૂપૈઆ લાવજો. જુવો૦ ૨૯
સાચા જનનુસો સત્ય તરસે, ગાળોનું ફળ મુજને મળશે;
હીરાનો પથરો નીકળશે. જુવો૦ ૩૦
મેં નથી મારી કહ્યું કોણ માને, સાચું બોલવું પછે સાને;
એંતો ભુલાવ્યું હેનું બાંને. જુવો૦ ૩૧
ઘોબાની પોળમાં ઘોવાયું, સાપરમાં સુકાયું તે જોવાયું;
ઘેરઘેર ગરબામાં ગવાયું. જુવો૦ ૩૨
જે પ્રેમ કરી ગરબો ગાશે, તેના મનનાં પ્રાયશ્ચિત જશે;
ગુણગાયા ઇછારામ વ્યાસે. જુવો૦ ૩૩

## રાગ લાવણી.

મોડાંણો ડાકોરજીને લાગ્યોછે એ રાગ.

ધન્ય,ધન્ય ભભુતગીર બાવા, આવ્યો હરામનું તું ખાવા,
તારૂં જરૂર બેઠું જાવા, નીકળે નાગર થઈ.
તારા ઉપર રહે અરીક્ષા, તું તો ઘેરઘેર માગે ભીક્ષા,
તને પુંઠળ થાશે સીક્ષા, કેમ અકલ ગઈ. ૧
તારા હીંદુસ્તાની બોલ, તારો મનનો પડદો ખોલ;
તારૂં લોકે કરૂં તોલ, છાંનો સીદ રેહેછે;
જટા રાખીતીતો કાંમે, તોયે નવ દીધું નાંમે;
બોડી કાળીયા હજામે, એવું લોક કેહેછે. ૨
તું તો આવ્યો ભાસણુ કરવા, ત્રીજા માળ સુધી ફરવા;
ગાંજો પીધો શીદ મરવા. ભાશણુ નવ થયું;
લોક કરે બેશ ઉઠ, ભુંડું બોલે તારી પુંઠ;
બધરાં કેહેછે મારી મુઠ, બોલવું બંધ રહ્યું. ૩
લોક કેહેછે નાંખે લોહી, હું તો મહીથી આવી જોઈ;
વાત કરતાં રોઇ રોઇ, સરવે પોળે પોળે;
વાયુ વેગે ચાલી વાત, શેહેર માંહે પ્રખ્યાત;
કોઈ કેહે થઇ ઘાત, લોકો ટોળે ટોળે. ૪
મુંઠ મારી ટપકી ખાસે, નથી જીવાની કાંઇ આશે;
એમ પડી ગયો ત્રાસે, કો કેહે મરી ગયો;
રાંડી રાંડનીછે વાતો, ખરી ગાળો એવી ખાતો;
જેજે રસ્તે હું તો જાતો, તેથી હળવો થયો. ૫

વાતો ચાલી ચોટે ચોક, ગોરી બેઠી ખોલે ગોખ;
સૌને વાતોનોછે સોખ, હરખ હૈડામાં;
દેવ દરસણે સૌ જાય, ત્યાં પણ વાતો તેની થાય;
ટોળે ટોળાં ભરાય, ભલા ભાયડામાં. ૬
રાંમજીને રણછોડ, ઉભા રેહેછે જોડા જોડ;
વાતો કરતાં પોંચે કોડ, શેહેર ચાક ચડયું;
કોઇ વ્યાસને તો કેહેતા, તેની પાસે ઉભા રેહેતા;
મોહોટા દરબારી જે મેહેતા તેને કાંન પડયું. ૭
જાદુની છે જુડી જાત, તું તો સાંભળ મોરી માત;
એતો ખોટી બોલે વાત, જાદુ સાચુ નથી;
એતો જુઠાનીછે જુઠ, કોણ મારનારો મુઠ;
જાજા ઉઠ ઊઠ ઊઠ, કોણ કેહેછે કથા. ૮
વ્યાસનું પુસ્તક વાંચિ જોયું, જેથી મનડું માહારૂ મોહ્યું;
તેથી વેમી દુખ ખોયું, કાંમ વેમનું ભરૂં;
હું તો આપું પાંચ હજાર, મુઠ મારનાર દેખાડ;
ઘણું જોયું ઠારો ઠાર, કોકે ઠીખળ કરૂં. ૯
નોહોતું દીવામાં દીવેલ, કાંહાંથી મેળવત મેળ,
એણે ખોટો કરો ખેલ, જવાપ નવ દીધો;
સાચો હોયતો સાચું બોલે, મનનો પડદો કાંઈ ખોલે;
યઓ તરણાને તોલે, ગાંજે સીદ પીધો; ૧૦
રાંડી રાંડે ઉડાડી વાતો, ટેક આપણોતો જાતો;
અહી વ્યાસ દીઠો માતો, નાંમ દોને એનું;

નથી વ્યાસને કાંઈ રીસ, સૌની ગાલો લીધી સિસ;
જે કરશે જુગદીશ, શત્ય તરસે તેનુ. ૧૧
પ્રભુછે અઈનો અર્થ, નાસિગઓ નથી કઈ;
જે મુખે બોલી ગઈ, તેનુ સાંમ થયું;
પ્રભુ તેના સાંમુ જોશે, જેને વાતોનીક્કે હુંશે;
ખરી આબરૂ તે ખોશે, નાંમ બાવાનું રહું. ૧૨

## બાવા થવા વીશે.

### રાગ ધીરાના પદનો.

માયા તો મસ્તાનીરે, જેણે મોહ્યા મોટા મોટા;
લીધા એક પળમાં રે; વેરાગી જોગી સૌને લુટા. ૨૬૦

જોગી થઈને જટા વધારે, રાખ ચોળીને ફરે રાન;
ભગુવાં વસ્ત્રને વાળે લંગોટા, આરોગે મધુંપાન;
ગાંજા ભાંગ પીનેરે, ધુંમાડાના કાહાડે ગોટા. માઆ તો૦ ૧

દસ બાર બઈરાંને એકજ બાવો, છોકરાં રમાડવાની રાડ;
ધામા ઘાલીને ધુંણી ધીખાવે, કુદીને ભાગે કમાડ;
પારકા માલ ખાઈનેરે, પેટના તો વાધા પોટા. માઆતો૦ ૨

આટો વેચિને બાવો વ્યાજેરે આપે, મહડીનો કરે છેક મઠ;
જ્ઞાનની વાત કાંઈ પુછી જોઈએ ત્યારે ઉપાડીને લેછે લઠ;
ભિખતે વગોવેરે, લાજ વીનાના લંગોટા. માઆ તો૦ ૩

નાહાઈ ધોઈને બાવો બેહીને નરખે, મનમાં રેહેછે મસ્તાન;
આરતી વેળા બઈરાં બહુ આવે, ગઈ ગઈ થાય ગુલતાન;
તાનથી બજાવેરે, તડાક તડાક ટાબોટા. માઆ તો૦ ૪

અડસઠ તીરથ બાંવાફરીનેરેઆવે,તોએ ન જાયમનનો મેલ;
મંદીર બાંધિને માયા રચાવે, બઈરાં સરવની બેલ;
એતી વાડી કરતાં રે, હવાલ થાય બાવાના ખોટા. મા૦ ૫

માથા મા ઈ કરીને મુખથારે બોલે, માહારાજ મહારાજ કરે બાઈ;
ચરણામત લીધે ચિત ચળિ જાએ છે, મરેછે સૌ વટનાઈ;
લોકોનાં ઘર તાકે રે; કઈક મોટા છોટા. માઆ તો૦ ૬
જોગી થઈને જુગતી ન જાણી, ન રહ્યું કરમ ધરમને નામ;
સમજણ વીનાના થાય સંન્યાશી એમાં રાજી નહીં શીતારામ;
વ્યાસ હરિછારામ કેહે છે રે, તાગી જનના છે ચેટા. મા૦ ૭

રાગ ગરબી.

બોલોને બાવારે ભભુતગીર બોલોને બાવા.
હવેરે બેઠા હીરાલાલ થાવા. ભભુતગીર બો૦ ટેક
નદીએ મેં તો લીધા નીરખી,
તે દીવશથી તો હૈડું હરખી. ભભુતગીર૦
સાહાપર શીદ સંતાઈને રોહોછો,
સાચીરે વાત દીલની મુને કોહોછો. ભભુતગીર૦ ૧
સંદેસા ગીત શીખવુંછું તમને,
હીરાની તો હીમત થઈ અમને. ભભુતગીર૦
ખરે ખરૂ મુખ માહારે બોલે,
બીજી કોઈ નહીં માહારી તોલે. ભભુતગર૦ ૨
બેનપણીઓ મારી બહુ રાજી,
ખરા દીલથી તમ ઉપર રાજી. ભભુતગીર૦
હીરાલાલને કોણ કેથે ખોટા,
તમારી પક્ષે મોટા મોટા. ભભુતગીર૦ ૩
નીસાંનીઓ તમારી મળતી,
બીજી પક્ષે વાત કેહેજો વળતી; ભભુતગર૦
હીમત તમે હૈડામાં ધરજો,
કહ્યું એક માહારૂં તમે કરજો. ભભુતગીર૦ ૪
બોલી તમે અહીંની ભાખો,
એટલો હોર હૈડે રાખો; ભભુતગર૦

આવ્યા તમે ભારતનું ભલું કરવા,
ત્રીજે માળે શીદ ગયા ફરવા. ભભુતગીર૦ ૫
કપટી લોક બાડીઆના કેહે છે,
તેમાં પેલો વ્યાસ પાપી રેહે છે; ભભુતગીર૦
કામણ કરી કપટ તમને કીધું,
બોલાવું નહીં ચીત ચોરી લીધું. ભભુતગીર૦ ૬
બાડીઆમાંથી બેડો એનો કહાડયો,
મારો રોઆ બાઈ બાઈ થયો પાડો; ભભુતગીર૦
બોડકીએ તો વાતો એવી કીધી,
ઇચ્છારામે સરવે જાણી લીધી; ભભુતગીર૦

## તે ઉપર એક ચાબખો.

દુનીઆં દીવાંની કેહેવાસે, ભુંડા ભેતોમાં ભટકાશે. ટેક
પાપ જ્યારે હેનું પ્રગટ થાસે તારે ભુવા જતી ઘેર જાશે;
ધુણી ધુણીને હેની ડોકડી દુખશે, લેનારો લેઈ જાશેરે- દુની. ૧
જોગી સંનાસી બાવા બનીને, ગુણ ઘણા ઘણા ગાશે;
માઈ માઈ કરી મુખે મધુરૂ બોલી, ઘરબારી થઈ જાશેરે. દુની૦ ૨
દોરારે ચીઠીઓ દીનદી કરીને, વાતો કરીને વાહાશે;
ભભુતી લેઈને ભુરકી નાંખશે, આવજે તું બરમાશે. દુની૦ ૩
ભોળા જંન તમે શીદ ભરમાવ છો, કાંમ કદી નહી થાસે;
એક ઇશ્વર વીના નથી કોઈ કરનારો, ગુણ ગાયા ઇછારાંમ વ્યાસે ૪

## બીજો ચાબખો.

વેરાગી વસમા છે બાઇ, થઆ છે હરાંમનું ખાઈ; ટેક
માતા પીતાના ખોટા કીધા, ભણ્યા વીના રહ્યા ઠોઠ;
લાખીણા લોકમાં લંગોટી વાળી, માગીને ખાતા લોટરે. વેરાગી. ૧
ભગુવાં કરીને ભમતા હીડે, બાવા બનીઆ બેટ;
દેહેની ઇંદ્રીઓ વસ નવ રાખી, પ્રપંચે ભરતા પેટરે. વેરા. ૨

કોઈ ઝોટા મોહોટા છળ કરતા, આવી ધરતીમાં વસીઆ;
કાંમ કરોધ મોહો માઆ મટી નહી, રાંડોતણા રસીઆ. વેરા૦ ૩
છાપાં તીલક છળ કરવાને, મોહોટી ઘાલેછે માળા,
વ્યાસ ઈછારાંમ કેહે ભભુતગીરને, સિદ્દ કરે ચેટક ચાળા. ૪

છપો.

કો કેહે મારી મુઠ, જુઠની ચાલી વાતો,
કો કેહે મારી મુઠ, ઘણી વીધે થઈ ઘાતો;
કો કેહે મારી મુઠ, લાએણું ચાલે લોહી,
કો કહે મારી મુઠ, જરૂર આવી છું જોઈ;
હાથ ફેરવ્યો હીરાલાલને, કામણ કાંઈ કરયું સહી,
વીનતા સૌ વાતો કરે, બીચારાથી બોલાયું નહી. ૧

સેહેરમા સૌને સોક, લોક કરેછે વાતો,
બોલે માહારે મુખ, જે જે રસ્તે હું જાતો;
કો કહે નીકલ્યું વારંટ, પકડાયો છે પોલીસે,
બોલે છે સૌ બાલ, વ્યાસ ઉપર થઈ રીસે;
ઈશ્વર જેને સાહ્ય છે, કોટીવાર શું કહું કથી;
જરૂર સાચું જાણજો, મારનારૂં તો કો નથી. ૨

ઘણી ઘણી દીધી ગાળ, આળ નહીં આવે મુજને,
જેણે કરી જુઠી વાત, પાછી આપુંછું તુજને;
હીરાલાલ જો હોત, તો ગાળ મુજને પડતી,
બાવો નીકળો બુધીહીણ, માટે મુજને નથી અડતી;
સત્ય કહું છું સરવને, ખાત્રી મુને દીલથી થઈ,
કરીને કીરતારે કહું, પાછી ગાળો તેને ઘેર ગઈ. ૩

